રમુજી વાર્તા

# ઠગનો બાદશાહ




લેખક તથા પ્રકાશક,

અંબાલાલ શનાભાઇ પટેલ

મુ. લીંગડા (પોસ્ટ ઉમરેઠ)



આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦

કીંમત દોઢ આનો



ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીન્ટીંગ
પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપ્યું
અને
અંબાલાલ શનાભાઈ પટેલે
લીંગડા (તા. આણંદ) માંથી
પ્રગટ કર્યું.



# એક નવીન વાર્તા

# બાર ઠગનું ફારસ

પાવાગઢ પાસેના એક ગામમાં એક માધવ ઠગ રહેતો હતો. જેણે મોટા રાજાઓ તથા શાહુકારોને ઠગીને દોલત એકઠી કરી હતી માધવ ઠગને એક છોકરો હતો જેનું નામ ઠગચૈત્યન્ન્ય હતું. તે ઘણો ઉડાવું હતો પોતાના બાપના મરણ પછી ઠગચેતને બધી દોલત મોજમઝામાં અને એશઆરામમાં ધુળધાણી કરી નાખી.

હવે જ્યારે તેની બધી દોલત ખુટી ગઇ અને પોતાના ગુજરાનને માટે હરકત પડવા માંડી ત્યારે તેની માએ તેને કહ્યું કે મુવા પીટયા તેં તો બધી દોલત મોજ-મઝામાં ઉડાવી દીધી અને હવે આપણું ગુજરાન ચલાવવાનું કશું પણ રહ્યું નહિ. તેથી હવે આપણે ખાઇશું શું ? ત્યારે

ઠગચેતને કહ્યું મા ફીકર શું કરવા કરે છે. હું કમાનારો કેવો બેઠો છું. તારી પાસે થોડા ઘણા પૈસા હોય તો લાવ હું કમાવા જાઉં પછી તેની મા પોતાના સગાને ઘેર ગઇ અને પોતાની વાત કહી બતાવી અને બસે રૂપિયા ઉછીના (અગર વ્યાજે લાવી) અને તે રૂપીઆ અને તેના બાપની બસે રૂપીઆની ઘોડી તેને આપી અને રસ્તામાં જમવા સારૂ થોડા ઘણા રોટલા કરી આપ્યા. તે લઇ ઠગચેતન કમાવા ગયો અને તે પૂર્વ દીશા તરફ ચાલ્યો ને કેટલાક દિવસમાં એક ગામમાં આવી પહોંચ્યો તે ગામ બારભાઇઓનું હતું તેઓ જે આવે તેની માલ-મીલકત ઠગીને લઇ લેતા ઠગચેતન ગામને ઝાંપે વાવ હતી ત્યાં ભુખ લાગવાથી પોતાની પાસે જે હતું તે છોડી જમવા બેઠો તે રોટલાનું બચકુ ખાતો જાય છે. ને રૂપીઆ એક એક નાંખતો જાય છે. એક સો દશહજાર લાખ કરોડ એવી રીતે ગણુતો જાય છે.

એવામાં પેલા બાર ઠગની બઇરીઓ વાવમાંથી પાણી ભરવાને આવી તેઓએ આ છોકરાને રૂપીઆ ગણુતો જોયો તેથી વહેલી વહેલી પાણી ભરતી પોતાના ધણીને ખબર કરી ને એક છોકરો આપણી ભાગોળે વાવની પાસે બેસીને

લાખો કરોડો રૂપીઆ ગણે છે. એવું સાંભળીને પેલા બારે ઠગ તે વાવ પાસે ગયા અને ઠગચેતન એકલો બેઠેલો જોઇ ને કહ્યું કે ભાણેજા ભાણેજા એકલો કેમ બેઠો છે. ચાલ આપણે ઘેર ત્યારે ઠગ ચેતને કહ્યું કે હા મામા ચાલો આપણે ઘણે દીવસે મળ્યા. એમ કેહીને ઠગ ચેતનને પોતાને ઘેર લઈ ગયો.

હવે મામાએ ભાણેજ ઘણે દીવસે આપણે ઘેર આવ્યો છે. તેથી તેની પરોણાગત કરવાને બાસુદી પુરી અને શાક બનાવ્યું. થોડી બાસુદી ભાણેજના થાળમાં ઝેર નાખીને આપી હવે જ્યારે મામા ભાણેજ જમવા બેઠા ત્યારે ભાણેજના ભાણામાં થોડીક ઝેરવાળી બાસુદી મુકી ભાણેજ પણ ઠગનો છોકરો હતો તેથી તે સમજી ગયો કે આ બારે ઠગ છે. તેથી ઠગ ચેતને મામાને કહ્યું કે મામા આપણે ઘણે દિવસે મળ્યા તેથી સાથે બેસી જમવું જોઇએ. મામા ગભરાએલા કે પેલી બાસુદી પલટીને બીજી મુકવાનું કહ્યું જમી રહ્યા પછી મામાએ ભાણેજને એક બીજાને સવાલ પૂછે ને જે ના બોલે તે નવસો રૂપીઆ આપે ઠગ ચેતને તે કબુલ કર્યું મામાએ ભાણેજને ઘણાક સવાલ પુછ્યા પણ

ભાણેજ હાને હા કહ્યા કરે પછી ભાણેજને પૂછવાની વારી આવી ત્યારે ભાણેજે મામાને પૂછ્યું કે મામા તમે વાવ પાસે મને બોલાવા આવ્યા હતા. મામા બોલ્યા હા ભાઇ ઠગચેતનને તમે તમારે ઘેર તેડી લાવ્યા ? મામા બોલ્યા હા ભાઈ ઠગ ચેતને પૂછ્યું તમે ઝેરની બાસુદી મૂકી હતી મામા બોલ્યા ના ભાઈ એ પ્રમાણે ઠગચેતને ત્રણ વખત ના બોલાવીને સત્તાવીસો રૂપીઆ લીધા. હવે રાત્રી પડી ત્યારે મામાએ ભાણેજને મારી નાખવાને તેનું બીછાનું એક વાવ ઉપર બનાવ્યું એવી રીતે કે તે સુવે કે અંદર પડે પણ ભાણેજના પગ એ બીછાનાને લગતાંજ બીછાનું અંદર પડી ગયું ને તે બીચરા ઠગ ચેતનને ભોંય ઉપર સુવું પડયું. હવે સવારે ભાણેજને જીવતો જોઇ મામાએ વિચાર્યું કે આ કોઇ ઠગ છે. એમ ધારીને ફસાવી દેવાની તજવીજ કરી.

હવે મામાએ ભાણેજ ને કહ્યું કે આપણે પાસેના ગામમાં રાજાને ઘેર ચોરી કરવાને જઇએ ભાણેજાએ તે કબુલ કર્યું અને એક દિવસે રાતનું જવાનું નકિક કર્યું હવે મૂકરર કરેલા દિવસે તેઓ રાજાના ગામમાં જવાને નીકળ્યા ને મધરાતે રાજાના મહેલ આગળ આવી પહોંચ્યા મામાએ

ખાતર પાડયું ને ભાણેજાએ ઉપર ચોરી કરવાનું કબુલ કર્યું ઠગ ચેતને ઉપર જઇને જોયું તો રાજા પોતાના પોશાક ખીંટી ઉપર ટીંગાવીને ભર ઉંઘમાં ઉંઘે છે એવું જોઇને ઠગદાસે રાજાનો પોશાક પહેર્યો અને સિપાઇઓ સૂતા હતા તેવોને ઉઠાડી મહેલની પાછળ કોણ છે તે પકડવાનું કહ્યું.

બધા સિપાઇઓ જમાલખાં, તીસમારખાં, ભુતેખાં, પોટડીખાં, લાલખાં, મારખાં વગેરે મહેલની પછવાડે દોડયા અને બારે ઠગને પકડયા. ઠગચેતન રાજાનો પોશાક ઉતારીને મામાની સામો આવ્યો અને જુહાર કરીને પૂછયું મામા કેવી મઝા પડે છે. મામા કહે ભાઇ કંઇક છુટવાનો ઉપાય છે. ઠગચેતન કહે મામા તમારી પાસે જે ધન ખજાનો હોય તે મને બતાવો તો તે લાવીને તમને હમણાં છોડાવું. મામાએ હા કહીને તેને નિશાની આપીને કહ્યું કે તારી મામીને કહેજે કે મારા મામા પકડાયા છે તેથી ભોંયરામાં ચૌદ હીરાની ગુણો છે તે આપો. ઠગચેતન મામી પાસે જઇને (૧૪) હીરાની ગુણો લીધી અને પોતાની બસે રૂપીઆની ઘોડી ઉપર રવાના થયો. ઠગચેતન મામાને જુહાર (સલામ) કરીને ખીજવીને જાય છે. ઘર તરફ જતાં રસ્તામાં રાત પડી એક પટેલને

ઘેર ઉતર્યો. પટેલ કોઇ રાજાનો કુંવર હશે એવું જાણીને સારી સારી રસોઈ કરીને જમાડયો ને આરામ લેવાને સારૂ બીછાનું બનાવી આપ્યું. મધરાત્રે જ્યારે બધા ઉંઘમાં હતાં ત્યારે ઠગચેતને ઉઠીને પટેલની ચારસો રૂપીઆની ઘોડી છોડીને પોતાની બસો રૂપીઆની ઘોડી ત્યાં બાંધી પટેલની ઘોડી ઉપર ૧૪ ગુણો મુકી ચાલતો થયો.

હવે પેલા બાર ઠગ પકડાએલા હતા. તેઓને છ છ મહીનાની ટીપ પડી તેઓ છુટીને ઘેર આવ્યા ત્યારે માલમ પડયું કે ભાણેજ ચૌદ ગૂણો લઇ પોતાને ઘેર જતો રહ્યો પછી બારે જણા ભાણેજને ઘેર આવવા નીકળ્યા. બારે જણા ભાણેજને ઘેર આવતાં રાત પડી જવાથી પેલાજ પટેલને ત્યાં ઉતર્યા તેઓએ પોતાની બસો રૂપીઆની ઘોડી બાંધેલી જોઇને પટેલને પુછયું કે આ ઘોડી કોની છે પટેલે જવાબ દીધો કે એક છોકરો ચૌદ ગુણો સહીત મારે ઘેર ઉતર્યો હતો તે આ ઘોડી મૂકી મારી ચારસો રૂપીઆની ઘોડી લઇને જતો રહ્યો. ઠગ બોલ્યા કે એ ચૌદ ગુણો મારી હતી તે અમે લેવા જઇએ છીએ. તમારે આવવું હોય તો અમારી જોડે આવો. પટેલે હા પાડી ને તેરે જણા ભાણેજને ઘેર જવા નીકળ્યા.

હુવે ઠગ ચેતને જતાં વારજ સાત ગુણો ભોંયરામાં મૂકી હતી અને એણે બે દરવાજા વાળો માટીનો કોઠાર બનાવ્યો હતો તેની અંદર કોઈ જાણે નહિ એમ પોતાની બૈરીના જેવી એક માટીની બૈરી ઉભી કરી હતી અને પોતાની બૈરીને કહ્યું હતું કે મારા બાર મામા તથા એક પટેલ આવે ત્યારે હું તને લાડવા બનાવવાનું કહીશ ત્યારે કહેજે કે તમારા મામા તેમાં મારે શું એમ કહી કોઠારમાં પેસી બીજે રસ્તે થઇને જતી રહેજે અને સારાં લુગડાં પહેરીને તરત પાછી આવજે.

હવે એક દિવસ જ્યારે ઠગચેતન ઓટલે બેસી પોતાનો હુકકો ગગડાવતો હતો ત્યારે મામાને આવતા જોઇને બોલ્યો આવો મામા આપણે ઘણે દિવસે મળ્યા કેમ સારી પેઠે છોને એમ કહીને મામા પટેલ ને ઉપર જઇનિ બેસાડયા એટલામાં ઠગચેતનની બૈરી આવી તેને ઠગચેતને લાડવા બનાવવાનું કહ્યું પણ તેણે ના કહી ને કોઠારમાં થઇને ઘરમાં જતી રહી તરતજ ઠગચેતને ઉઠીને કોઠારને એક તરવાર મારી તેથી કોઠાર માટીનો હોવાથી ભાગી ગયો ને પેલી માટીની બૈરીનું ગળું કપાઇ જઇને નીચે પડી તરતજ ઠગ-

ચેતને તેને વાડામાં નાખી આવ્યો પછી મામા ઠગચેતનની બૈરી જીવતી જોઇને બોલ્યા કે ભાણેજ તેં તારી બૈરીને મારી નાખી ને પાછી જીવતી કેમ ઠગચેતને જવાબ દીધો કે આ તરવારમાં એવો ગુણ છે કે જો કોઇ તેની બૈરીને એનાથી મારી નાખે તો થોડી વારમાં જેવી હોય તેવી ખુબસુરત થઇને જીવતી થાય. મામાએ તે તરવાર માગી અને આઠ દિવસનું ભાડુ આઠહજાર રૂપીઆ આપવાનું કહીને તે તરવાર લઇ ગયા.

રસ્તામાં આવતા પહેલું ઘર પટેલનું આવ્યું તે પટેલે પોતાના ઓરડામાં જઇ પોતાની બૈરીને પાંચ સાત તરવાર ખેંચી કાઢી તે મરી ગઇ પાછી જીવતી શેની થાય પટેલે વિચાર્યું કે જો હું હમણાં ખુલ્લુ કરીશ તો આ બારે જણાની બૈરીઓ જીવતી રહી જશે તેથી પોતાની પાડોશમાં વધારે ખુબસુરત હતી તેને કાંઇ આપવાનું કરીને રાંધવા બોલાવી પછી પેલા બારે જણને પેલી પાડોશણને બતાવી કહ્યું કે જુંવો કેવી ખુબસુરત થઇ ગઇ છે તે જોઇને બારે ભાઇઓ જમવા ના રહ્યા ને પોતાને ઘેર વહેલા વહેલા ગયા.

ઘેર જતાં વારજ મોટા ભાઇએ પોતાના ઓરડામાં

 

પોતાની બૈરીને બોલાવી બૈરી આવતાંજ વાર પોતાની તરવાર ઉગાડી જોઇને ગભરાઈ અને બોલી કે ભરથાર ? મેં શું ભાણેજાને સાત ગુણો આપી દીધી છે માટે ? મોટા ભાઇએ બૈરીને આવા કાલાવાલા કરતાં છતાં તરવાર મારી ને કલાકેક તેની પાસે બેઠો થયો પણ તેકાંઈ ઉઠી નહિ તે બીચારો પસ્તાયો ને વિચાર્યું કે આતો ભાણેજાની લુચ્ચાઇ છે. એમ કહીને ઓરડાને તાળું મારીને બહાર ગયો ત્યારે બીજા ભાઇઓએ પુછ્યું કે ભાઈ તારી બૈરી કયાં છે. મોટા ભાઇએ જવાબ દીધો કે તે ઘણી ખુબસુરત થઈ છે પણ તમને બતાવવાની જરૂર નથી તમારી નજર લાગે. એવું સાંભળીને બીજા ભાઇએ પોતાની બૈરીને મારી નાખી અને પાછી ઉઠી નહિ ત્યારે બીજા ભાઇઓને કહ્યું કે ભાઇ મારી બૈરી તો ઉઠતી નથી ત્યારે બધા ભાઇઓ બોલ્યા કે ભાણેજાએ આપણને છેતર્યા.

હવે બારે ભાઇઓ ભાણેજાને ઘેર જવાને નીકળ્યા.. રસ્તામાં આવતાં પેલા પટેલને ત્યાં ઉતર્યા ને તેર જણા ભાણેજાને ઘેર જવાને નીકળ્યા. રસ્તામાં આવતાં તેર જણાએ મધરાત્રે ખાટલા સાથે બાંધી ગામની બહાર બાર ગાઉને છેટે કુવામાં નાખવાનો વિચાર કર્યો.

હવે તેર જણા ભાણેજાને ઘેર આવી પહોંચ્યા. તે વખતે ભાણેજો ઓટલા ઉપર બેસી હુકકો ગગડાવતો હતો. મામાને દેખી ઠગચેતન બોલ્યો આવો મામા આવો મામા આવો મામા કેમ બૈરીને નવી કરી આવ્યા. મામાએ કહ્યું હા ભાણેજ લે તારી તરવાર અમારી બૈરી તો બહુ ખુબસુરત થઈ છે. ઠગચેતને મામાને વાસ્તે સારૂ સારૂ ખાવાનું બનાવ્યું જ્યારે રાત પડી ત્યારે મધરાત્રે તેર જણા ઉઠીને ભાણેજાને મોં સીડીને ઘણા જોરથી બાંધ્યો ને ઉચકીને કુવા તરફ ચાલ્યા. જંગલમાં આવ્યા પછી તેર જણાને દયા આવી તેથી ભાણેજાનું મોં બોલાય એમ કર્યું અને પાણીની તરસ લાગી હશે તેથી પાસે નાની વાવડી હશે તેથી ભાણેજને રસ્તામાં મુકી પાણી પીવા ગયા. ભાણેજાએ તેઓના ગયા પછી મારે નથી પરણવું એમ મોટેથી બુમ પાડવા માંડી એટલામાં એક રબારી માબાપ વગરની ખુબસુરત કન્યાને લઈ બીજે ગામ મૂકવા જતો હતો તેને કાને આ અવાજ પડયો તેથી વહેલો વહેલો તે જગ્યા ઉપર આવ્યો ને ઠગચેતનને પૂછ્યું ભાઇ તેર જણા મને બૈરી પરણવા લઇ જાય છે ને મારે નથી પરણવું. જો તારે પરણવું હોય તો મારી જગ્યાએ તું બંધાઈ જા. ઠગદાસે રબારીને કહ્યું કે મારે નથી પરણવું મારે નથી

પરણવું એમ બોલ્યા કરજે તો તને પરણાવશે. રબારી હા પાડીને ઠગચેતનને પેલી કુમારીકાને લઈ પોતાને ઘેર ગયો.

હવે તેર જણા પાણી પીને આવીને પેલો ખાટલો કુવા પાસે લઇ ગયા ત્યારે રબારી બોલ્યો ભાઇ મારે નથી પરણવું નથી પરણવું ત્યારે તેર જણાએ કહ્યું કે ઉભો રહે હમણાં તને પરણાવીએ છીએ એમ કહી કુવામાં નાખી દીધો.

હવે તેર જણા ભાણેજાને ઘેર આવવા પાછા ફર્યા. ઘર આગળ આવ્યા ત્યારે મામાએ ભાણેજાને ઓટલે બેસી હોંકો ગગડાવતો જોઇને ઠગદાસે પુછ્યું કે ભાઈ અમે તને કુવામાં નાખી આવ્યા તે તું જીવતો બેઠો છે. ત્યારે તેણે કહ્યું કે કુવામાં ચૌદ પરીઓ છે તેમાં મને એક પરણી એમ કહી પેલી કુવારીકાને જોઇને તેર જણાએ પરીઓને પરણવા વાસ્તે કુવામાં પડવા કબુલ કર્યું પણ ઠગચેતને કહ્યું કે તે પરીઓ કુવાની તળીએ છે તેથી તમે ઘંટીનાં પડ બાંધી પડો તેમ બારે મામા ઘંટીનાં પડ વેચાતાં લઇને આવ્યા તે લઇને બારે જણાની સાથે પરણાવાના ઉમંગથી અને તેરમો ઠગચેતન તેઓનું કાટલું કાઢવાનો

વિચાર કરી તેવોની સાથે ગયો તેર જણા કુવા આગળ આવી એક પડ છાતી સાથે બાંધ્યું અને કુવામાં પડીને પરી સાથે પરણુવાના વિચારથી કુવાની પાળ ઉપર ઉભા રહ્યા કે અંદર તમારી મરજી હોય તો હું તમને ધકકો મારૂ તેર જણાએ કહ્યું ખુશીથી હા પાડી. ઠગચેતને પાંચ જણાને ધકકો મારી તે અંદર પડયા. ઘંટીના પડે બાંધેલા હોવાથી તેર જણા કુવાને તળીએ જઇને બેઠા એ પ્રમાણે માધવ ઠગના છોકરા ઠગચેતને પંદર માણુસોના જીવ લીધા પછી ઠગદાસે પેલી કુવારીકા સાથે લગ્ન કરી પેલા તેર જણાનો ખજાનો આવેલો તે ભોગવ્યો.

## સાર

વાત ઉપરથી સાર એટલોજ લેવાનો છે કે આપણે કોઇનું ભુડું કરવા જઇએ તો આપણું સારૂ થવાનું નથી પરમેશ્વર પણ રાજી રહેતો નથી.

લેખક

**અંબાલાલ રાનાભાઇ**

ડે. ચોરા પછવાડે—**લીંગડા**

તા. આણુંદ.

# જાહેર ખબર.

આ વાર્તા વાંચ્યા પછી જો આપ ઘડીભ ગમ્મત મેળવી શક્યા હો તો આજ લેખકને લખેલી હવે પછી બહાર પડનારી ચોપડીએ જરૂર વાંચજો.

કોઈપણ જાતની ચોપડી તમારે જોઈતી હોય તો જરૂરથી નીચેને સરનામે પત્ર વ્યવહાર કરવો.

ગાયનોનો આજ સુધી બહાર નહિ પડેલ એવો ગંજાવર સંગ્રહ હમારા તરફથી બહાર પડ તેમાં જાહેર ખબર આપવા ઈચ્છા હોય તેમ નીચેને સરનામે લખવું.

અંબાલાલ શનાભાઇ
લીંગડા તા. આણુંદ